બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

رَبَّنَا

# રબ્બના

## "રબ્બના"થી શરૂ થતી કુરઆનની દુઆઓ

સંકલન :
અબુ તલ્હા - નડીઆદ

પ્રથમ આવૃતિ : નવેમ્બર-૨૦૧૪
પ્રતઃ ૨૦૦૦

અઊઝુ બિલ્લાહિ મિનશ્–શઈતાનિર્–રજીમ.
બિસ્મિલ્લાહિર્–રહમાનિર્–રહીમ.

(૧) રબ્બના તકબ્બલ મિન્ના ઈન્નક અન્તસ્–સમીઉલ્ અલીમ. (સૂર: બકરહ, ૧૨૭)

رَبَّنَا تَقَبَّلْ مِنَّا ط
اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ ۔

'અય અમારા રબ ! અમારી આ સેવા સ્વીકારી લે, તું બધું જ સાંભળનાર અને જાણનાર છે.'

(૨) રબ્બના વ-જ્અલ્ના મુસ્લિમયનિ લ-ક વ-મિન્ ઝુરરિય્યતિના-ઉમ્મતમ્-મુસ્લિમતલ લ-ક. વ અરિના મનાસિ કના વ તુબ્ અલયના, ઈન્નક અન્તત્-તવ્વાબુર્-રહીમ. (સૂર: બકરહ, ૧૨૮)

رَبَّنَا وَاجۡعَلۡنَا مُسۡلِمَيۡنِ لَکَ

وَ مِنۡ ذُرِّيَّتِنَآ اُمَّةً مُّسۡلِمَةً لَّکَ ص

وَاَرِنَا مَنَاسِكَنَا وَتُبۡ عَلَيۡنَا ج

اِنَّکَ اَنۡتَ التَّوَّابُ الرَّحِيۡمُ .

'અય અમારા રબ ! અમને બન્નેને પોતાના મુસ્લિમો (આજ્ઞાંકિત) બનાવ, અમારા વંશમાંથી એક એવી ઉમ્મત (સમુદાય) ઊભી કર, જે તારી મુસ્લિમ હોય, અમને તારી બંદગી (ઈબાદત)ની પદ્ધતિઓ બતાવ અને અમારી ખામીઓને માફ કર, તુ મોટો ક્ષમાશીલ અને દયાળુ છે.'

(૩) રબ્બના આતિના ફિદ્‌–દુન્યા હસનતંવ્‌ વ–ફિલ્‌ આખિરતિ હસનતંવ્‌ વ–કિના અઝાબન્નાર.

(સૂર: બકરહ, ૨૦૧)

رَبَّنَآ اٰتِنَا فِى الدُّنْيَا

حَسَنَةً وَّفِى الْاٰخِرَةِ

حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ ۝

'અય અમારા રબ ! અમને દુનિયામાં પણ ભલાઈ આપ અને આખિરત (પરલોક)માં પણ ભલાઈ આપ અને આગ (જહન્નમ)ની સજાથી અમને બચાવી લે.'

(૪) રબ્બના અફ્રિગ્ અલય્ના સબ્રંવ્ વ–સબ્બિત અક્દામના વન્સુર્ના અલલ્–કવ્મિલ્ કાફિરીન.
(સૂરઃ બકરહ, ૨૫૦)

رَبَّنَآ اَفۡرِغۡ عَلَيۡنَا
صَبۡرًا وَّثَبِّتۡ اَقۡدَامَنَا
وَانۡصُرۡنَا عَلَى الۡقَوۡمِ الۡكٰفِرِيۡنَ ۝٢٥٠

"અય અમારા રબ ! અમારા ઉપર ધૈર્યની વર્ષા કર, અમારા કદમજમાવી દે અને અમને આ ઈન્કાર કરવાવાળા જૂથ ઉપર વિજય પ્રદાન કર."

(૫) રબ્બના લા–તુઆખિઝ્ના–ઈન્નસીના–અવ્–અખ્તઅ્ના. (સૂરઃ બકરહ, ૨૮૬)

رَبَّنَا لَا تُؤَاخِذْنَآ اِنْ نَّسِيْنَآ اَوْ اَخْطَاْنَاج

અય અમારા રબ ! અમારાથી ભૂલે ચૂકે જે કસૂર થાય તો તે માટે પકડ ન કર.

(૬) રબ્બના વ–લા તહ્મિલ્ અલય્ના–ઈસ્રન્ ક–મા હમલ્તહૂ અલલ્લઝીન મિન્ કબ્લિના.

(સૂરઃ બકરહ, ૨૮૬)

رَبَّنَا وَلَا تَحْمِلْ عَلَيْنَآ اِصْرًا

كَمَا حَمَلْتَهٗ عَلَى الَّذِيْنَ مِنْ قَبْلِنَا

અય અમારા રબ ! અમારા ઉપર તે બોજ ન નાખ, જે તેં અમારા અગાઉના લોકો ઉપર નાખ્યા હતા.

(૭) રબ્બના વ-લા તુહમ્મિલ્ના મા-લા તાકત લના બિહિ. વઅ્ફુ અન્ના, વગ્-ફિર્ લના, વર્-હમ્ના, અન્ત મવ્લાના ફન્સુર્ના અલલ્-કવ્મિલ્-કાફિરીન. (સૂરઃ બકરહ, ૨૮૬)

رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا لَا طَاقَةَ لَنَا بِهٖ ج

وَاعْفُ عَنَّا وقفة وَاغْفِرْلَنَا وقفة وَ ارْحَمْنَا وقفة

اَنْتَ مَوْلَانَا فَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ۝٢٨٦

અય અમારા રબ ! જે બોજ ઉપાડવાની શક્તિ અમારામાં નથી, તે અમારા ઉપર ન મૂક. અમારા સાથે નરમાશ રાખ, અમોને ક્ષમા કરી દે, અમારી ઉપર દયા કર, તું અમારો માલિક છે, કાફિરો (ઈનકાર કરનારાઓ) ના મુકાબલામાં અમારી મદદ કર.'

(૮) રબ્બના લા–તુઝિગ્ કુલૂબના બઅ્દ–ઈઝ્ હદયતના વ–હબલના મિલ્લ–દુન્ક રહમતન, ઈન્ન–ક અન્તલ્–વહ્હાબ. (સૂર: આલે ઈમરાન, ૮)

رَبَّنَا لَا تُزِغْ قُلُوْبَنَا بَعْدَ اِذْ هَدَيْتَنَا وَهَبْ لَنَا

مِنْ لَّدُنْكَ رَحْمَةً ج

اِنَّكَ اَنْتَ الْوَهَّابُ ۝

અય અમારા રબ ! જ્યારે તું અમને સીધા માર્ગે લગાવી ચૂક્યો છે, તો પછી અમારા હૃદયોને વિકૃતિમાં ન નાખી દેજે, અમને પોતાના પાસેથી દયા પ્રદાન કર, કારણ કે તું જ સાચો દાતા છે.'

(૯) રબ્બના ઈન્નક જામિઉન્નાસિ લિ–યવ્મિલ્–લા–રય્બ ફીહિ, ઈન્નલ્લાહ લા–યુખ્લિફુલ્ મીઆદ.

(સૂરઃ આલે ઈમરાન, ૯)

رَبَّنَآ اِنَّکَ جَامِعُ النَّاسِ

لِیَوۡمٍ لَّا رَیۡبَ فِیۡهِ ؕ

اِنَّ اللّٰهَ لَا یُخۡلِفُ الۡمِیۡعَادَ ۝

અય અમારા રબ ! તું ચોક્કસ પણે બધા લોકોને એક દિવસ એકઠાં કરાવાનો છે, જેના આવવામાં કોઈ શંકા નથી. તું કદાપિ તારા વચનથી ફરી જનારો નથી.’

(૧૦) રબ્બના–ઈન્નના–આમન્ના ફગ્ફિર્–લના ઝુનૂબના વ–કિના અઝાબન્નાર.

(સૂરઃ આલે ઈમરાન, ૧૬)

رَبَّنَآ اِنَّنَآ اٰمَنَّا

فَاغۡفِرۡلَنَا ذُنُوۡبَنَا

وَقِنَا عَذَابَ النَّارِ ۚ

અય અમારા રબ ! અમે ઈમાન લાવ્યા, અમારા ગુનાહ માફ કર અને અમને જહન્નમની આગથી બચાવી લે.''

(૧૧) રબ્બાના–આમન્ના બિમા–અન્ઝલ્તા વત્–તબઅ્નર્–રસૂલ ફક્–તુબ્ના મઅશ્–શાહિદીન. (સૂરઃ આલે ઈમરાન, ૫૩)

رَبَّنَآ اٰمَنَّا بِمَآ اَنْزَلْتَ
وَاتَّبَعْنَا الرَّسُوْلَ
فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ ۝

અય અમારા રબ! જે આદેશ તેં અવતરિત કર્યો છે અમે તેને માની લીધો અને રસૂલનું અનુસરણ સ્વીકારી લીધું, અમારા નામસાક્ષી આપનારાઓમાં લખી લે.

(૧૨) રબ્બનગ્‌–ફિર્‌–લના ઝુનૂબના વ–ઈસ્‌રાફના ફી અમ્‌રિના વ–સબ્બિત અકદામના વન્‌–સુર્‌ના અલલ્‌–કવ્‌મિલ્‌–કાફિરીન.

(સૂરઃ આલે ઈમરાન, ૧૪૭)

رَبَّنَا اغۡفِرۡ لَنَا ذُنُوۡبَنَا

وَ اِسۡرَافَنَا فِیۡۤ اَمۡرِنَا وَثَبِّتۡ اَقۡدَامَنَا

وَ انۡصُرۡنَا عَلَى الۡقَوۡمِ الۡكٰفِرِيۡنَ ۝

અય અમારા રબ ! અમારી ભૂલો અને ખામીઓથી દરગુજર કર, અમારા કાર્યમાં તારી સીમાઓનું જે કંઈ ઉલ્લંઘન થઈ ગયું હોય તેને ક્ષમા કરી દે. અમારા કદમ જમાવી દે અને કાફિરો (ઈનકાર કરનારાઓ)ના મુકાબલામાં અમારી મદદ કર.

(૧૩) રબ્બના મા–ખલક્ત હાઝા બાતિલા, સુબહાન–ક ફકિના અઝાબન્નાર.

(સૂર: આલે ઈમરાન, ૧૯૧)

رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا ج
سُبْحٰنَكَ فَقِنَا عَذَابَ النَّارِ ﴿١٩١﴾

અય અમારા રબ ! આ બધું તે નિરર્થક અને નિરુદેષ્ય નથી બનાવ્યું, તું પવિત્ર અને મહાન છે એનાથી કે વ્યર્થ કામકરે. પછી અય રબ ! અમને દોજખ (જહન્નમ)ની યાતનાથી બચાવી લે.

(૧૪) રબ્બના–ઈન્નક મન્ તુદ્ખિલિન્નાર ફ–કદ અખ્ઝય્તહૂ વ–મા લિઝ્–ઝાલિમીન મિન્ અન્સાર.

(સૂરઃ આલે ઈમરાન, ૧૯૨)

رَبَّنَآ اِنَّکَ مَنۡ تُدۡخِلِ النَّارَ
فَقَدۡ اَخۡزَیۡتَہٗ ؕ
وَمَا لِلظّٰلِمِیۡنَ مِنۡ اَنۡصَارٍ ۝۱۹۲

અય અમારા રબ ! તેં જેને જહન્નમમાં નાખ્યો, તેને હકીકતમાં ભારે અપમાનિત અને ફજેત કર્યો, અને પછી આવા અત્યાચારીઓનો કોઈ મદદગાર નહીં હોય.

(૧૫) રબ્બના–ઈન્નના સમિઅ્ના મુનાદિયં–ય્ યુનાદિ, લિલ્–ઈમાનિ અન્ આમિનૂ બિ–રબ્બિકુમ્ ફ–આમન્ના. (સૂર: આલે ઈમરાન, ૧૯૩)

رَبَّنَآ اِنَّنَا سَمِعْنَا مُنَادِيًا يُّنَادِىْ
لِلْاِيْمَانِ اَنْ اٰمِنُوْا بِرَبِّكُمْ فَاٰمَنَّا

અય અમારા રબ ! અમે એક પોકારનારને સાંભળ્યો જે ઈમાન તરફ બોલાવતો હતો અને કહેતો હતો કે પોતાના રબ (માલિક અને પાલનહાર)ને માનો. અમે તેના આહવાન્ (સંદેશ)ને સ્વીકારી લીધું,

(૧૬) રબ્બના ફગ્ફિર્લના ઝુનૂબના વ–કફિફર અન્ના સય્યિ આતિના વ–તવફફના મઅલ્ અબ્રાર. (સૂરઃ આલે ઈમરાન, ૧૯૩)

رَبَّنَا فَاغْفِرْلَنَا ذُنُوْبَنَا وَ كَفِّرْعَنَّا
سَيِّاٰتِنَا وَتَوَفَّنَا مَعَ الْاَبْرَارِ ۚ﴿١٩٣﴾

અય અમારા રબ ! જે ભૂલો અમારાથી થઈ છે તેને માફ કરી દે, જે બૂરાઈઓ અમારામાં છે તેને દૂર કરી દે અને અમારો અંત નેક (સદાચારી) લોકો સાથે કર.

(૧૭) રબ્બના વ–આતિના મા વ–અત્તના અલા રુસુલિક વ–લા તુખ્ઝિના યવ્મલ્ કિયામહ. ઈન્નક લા તુખ્લિફુલ્ મીઆદ.

(સૂરઃ આલે ઈમરાન, ૧૯૪)

رَبَّنَا وَاٰتِنَا مَا وَعَدْتَّنَا عَلٰى رُسُلِكَ

وَلَا تُخْزِنَا يَوْمَ الْقِيٰمَةِ ؕ

اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ۝۱۹۴

અય અમારા રબ ! જે વાયદાઓ તેં પોતાના રસૂલો મારફતે કર્યા છે તેમને અમારા સાથે પૂરા કર અને કયામતના દિવસે અમને ફજેત ન કર, નિઃશંક તું પોતાના વાયદાથી વિપરિત કરવાવાળો નથી.

(૧૮) રબ્બના–અન્ઝિલ્ અલય્ના મા–ઈદતમ્–મિનસ્સમા–ઈ તકૂનુ લના ઈદલ્–લિ અવ્વલિના વ આખિરિના વ–આયતમ્–મિન્ક, વ–ર્ ઝુક્ના વ–અન્ત ખય્રુર્–રાઝિકીન. (સૂરઃ માઈદહ, ૧૧૪)

رَبَّنَآ اَنۡزِلۡ عَلَيۡنَا مَآئِدَةً مِّنَ السَّمَآءِ

تَكُوۡنُ لَنَا عِيۡدًا لِّاَوَّلِنَا

وَاٰخِرِنَا وَاٰيَةً مِّنۡكَ ج

وَارۡزُقۡنَا وَاَنۡتَ خَيۡرُ الرّٰزِقِيۡنَ ۝

અય અમારા રબ ! અમારા ઉપર આકાશમાંથી એક થાળ ઉતાર જે અમારા માટે અને અમારા પહેલાના અને પછીના લોકો માટે આનંદનો પ્રસંગ ઠરે અને તારા તરફથી એક નિશાની હોય, અમને રોજી આપ, અને તું સર્વશ્રેષ્ઠ રોજી આપનાર છે.''

(૧૯) રબ્બના–આમન્ના ફક્તુબના મઅશ્–શાહિદીન. (સૂર: માઈદહ, ૮૩)

رَبَّنَآ اٰمَنَّا فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ ۝

અય અમારા રબ ! અમે ઈમાન લાવ્યા, અમારા નામસાક્ષી આપનારાઓમાં લખી લે.

(૨૦) રબ્બના–અફ્રિગ્ અલય્ના સબ્રંવ્–વ–તવફ્ફના મુસ્લિમીન. (સૂર: અઅ્રાફ, ૧૨૬)

رَبَّنَآ اَفْرِغْ عَلَيْنَا صَبْرًا وَّ تَوَفَّنَا مُسْلِمِيْنَ ۝

અય અમારા રબ ! અમને ધૈર્ય (સબ્ર) પ્રદાન કર અને અમને દુનિયામાંથી ઉઠાવે તો એ હાલતમાં કે અમે તારા આજ્ઞાંકિત હોઈએ.

(૨૧) રબ્બાના ઝલમ્ના અન્ફુસાના, વઈલ્લમતગ્ફિર્લના વ–તર્હમ્ના લ–નકુનન્ન મિનલ્–ખાસિરીન. (સૂરઃ અઅ્રાફ, ૨૩)

رَبَّنَا ظَلَمْنَآ اَنْفُسَنَا سكتة

وَاِنْ لَّمْ تَغْفِرْلَنَا وَتَرْحَمْنَا

لَنَكُوْنَنَّ مِنَ الْخٰسِرِيْنَ ۝

અય અમારા રબ ! અમે અમારા ઉપર અત્યાચાર કર્યો, હવે જો તેં ક્ષમા ન કરી અને દયા ન કરી તો નિઃશંક અમે બરબાદ થઈ જઈશું.’’

(૨૨) રબ્બના લા–તજ્અલ્ના મઅલ્–કવ્મિઝ્–ઝાલિમીન. (સૂરઃ અઅરાફ, ૪૭)

رَبَّنَا لَا تَجْعَلْنَا مَعَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ۝

અય અમારા રબ ! અમને આ અત્યાચારી લોકોમાં સામેલ ન કરજે.''

(૨૩) રબ્બનફ્–તહ બય્નના વ બય્ન કવ્મિના બિલ્–હક્કિ વ–અન્ત ખય્રુલ્ ફાતિહીન.

(સૂરઃ અઅરાફ, ૮૯)

رَبَّنَا افۡتَحۡ بَيۡنَنَا وَ بَيۡنَ قَوۡمِنَا بِالۡحَقِّ وَاَنۡتَ خَيۡرُ الۡفٰتِحِيۡنَ ۝۸۹

અય અમારા રબ ! અમારી અને અમારી કોમની વચ્ચે સત્યની સાથે ફેંસલો કરી દે અને તું સર્વ શ્રેષ્ઠ ફેંસલો કરનાર છે.

(૨૪) રબ્બના લા–તજ્અલ્ના ફિત્નતલ્–લિલ્–કવ્મિઝ્–ઝાલિમીન. વ–નજ્જિના બિ–રહમતિ–ક મિનલ્ કવ્મિલ્ કાફિરીન. (સૂરઃ યૂનુસ, ૮૫–૮૬)

رَبَّنَا لَا تَجْعَلْنَا فِتْنَةً لِّلْقَوْمِ الظّٰلِمِيْنَ ۝

وَنَجِّنَا بِرَحْمَتِكَ مِنَ الْقَوْمِ الْكٰفِرِيْنَ ۝

અય અમારા રબ ! અમને ઝાલિમલોકો માટે ફિત્નો ન બનાવ. અને પોતાની કૃપાથી અમને કાફિરો (અધર્મીઓ)થી મુક્તિ આપ.''

(૨૫) રબ્બના–ઈન્નક તઅ્લમુ મા–નુખ્ફી વમા નુઅ્લિનુ, વ–મા યખ્ફા અલલ્લાહિ મિન્ શયઈન્ ફીલ્–અર્ઝિ વ–લા ફિસ્–સમાઅઈ.

(સૂર: ઈબ્રાહીમ, ૩૮)

رَبَّنَآ اِنَّکَ تَعۡلَمُ مَا نُخۡفِیۡ وَمَا نُعۡلِنُ ؕ

وَمَا يَخۡفٰى عَلَى اللّٰهِ مِنۡ شَیۡءٍ

فِی الۡاَرۡضِ وَلَا فِی السَّمَآءِ ۞

અય અમારા રબ ! તું જાણે છે જે કંઈ અમે છુપાવીએ છીએ અને જે કંઈ જાહેર કરીએ છીએ. અને નિ:શંક અલ્લાહથી કંઈ પણ છુપાયેલું નથી, ન ધરતીમાં, ન આકાશોમાં.

(૨૬) રબ્બના વ-તકબ્બલ દુઆ-અ્.

(સૂર: ઈબ્રાહીમ, ૪૦)

رَبَّنَا وَتَقَبَّلْ دُعَآءِ ۝

અય અમારા રબ ! મારી દુઆ કબૂલ કર.

(૨૭) રબ્બનગ્ફિર્લી વ–લિ વાલિદય્ય વ–લિલ્ મુઅ્મિનીન યવ્મયકૂમુલ્ હિસાબ.

(સૂર: ઈબ્રાહીમ, ૪૧)

رَبَّنَا اغۡفِرۡلِیۡ وَلِوَالِدَیَّ وَلِلۡمُؤۡمِنِیۡنَ

یَوۡمَ یَقُوۡمُ الۡحِسَابُ

અય અમારા રબ !મને અને મારા માતા-પિતાને અને સૌ ઈમાન લાવનારાઓને તે દિવસે માફ કરી દે જે જ્યારે હિસાબ લેવામાં આવશે.

(૨૮) રબ્બના–આતિના મિલ્–લ–દુન્ક રહ્મતંવ્–વ–હય્યિઅ્–લના મિન્ અમ્રિના રશદા.

(સૂરઃ કહ્ફ, ૧૦)

رَبَّنَآ اٰتِنَا مِنۡ لَّدُنۡكَ
رَحۡمَةً وَّهَيِّئۡ لَنَا مِنۡ اَمۡرِنَا رَشَدًا ۝

અય અમારા રબ ! અમને પોતાની વિશિષ્ટ કૃપા પ્રદાન કર અને અમારો મામલો સુધારી દે.''

(૨૯) રબ્બના–ઈન્નના નખાફુ અંય્–યફ્રુત અલય્ના–અવ્ અંય્–યત્ગા. (સૂરઃ તાહા, ૪૫)

رَبَّنَآ اِنَّنَا نَخَافُ اَنۡ يَّفۡرُطَ عَلَيۡنَآ اَوۡ اَنۡ يَّطۡغٰى ۝

અય અમારા રબ! અમને આશંકા છે કે તે અમારી સાથે અતિરેક કરશે અથવા મારવા ઉપર ઊતરી આવશે.''

(૩૦) રબ્બુનલ્લઝી અઅ્તા કુલ્લ શયઈન્ ખલ્કહૂ સુમ્મ હદા. (સૂર: તાહા, ૫૦)

رَبُّنَا الَّذِىٓ اَعۡطٰى

كُلَّ شَىۡءٍ خَلۡقَهٗ ثُمَّ هَدٰى ۞

"અમારો રબ (પ્રભુ) તે છે જેણે દરેક વસ્તુની રચના કરી, પછી તેને માર્ગ દેખાડ્યો."

(૩૧) રબ્બના–આમન્ના ફગ્ફિર્લના વર્–હમ્ના વ–અન્ત ખયરુર્–રાહિમીન.

(સૂરઃ મુ'મિનૂન, ૧૦૯)

رَبَّنَآ اٰمَنَّا فَاغۡفِرۡلَنَا وَارۡحَمۡنَا

وَاَنۡتَ خَيۡرُ الرّٰحِمِيۡنَ ۝

અય અમારા રબ ! અમે ઈમાન લાવ્યા, અમને માફ કરી દે, અમારા ઉપર દયા કર, તું બધા જ દયાળુઓ કરતાં સારો દયાળુ છે.

(૩૨) રબ્બનસ્–રિફ્ અન્ના અઝાબ જહન્નમ, ઈન્ન અઝાબહા કાન ગરામા. ઈન્નહા સા–અત્ મુસ્તકરરંવ્–વ–મુકામા. (સૂરઃ ફુરકાન, ૬૫, ૬૬)

رَبَّنَا اصْرِفْ عَنَّا عَذَابَ جَهَنَّمَ

اِنَّ عَذَابَهَا كَانَ غَرَامًا ۝

اِنَّهَا سَآءَ تْ مُسْتَقَرًّا وَّ مُقَامًا ۝

અય અમારા રબ ! જહન્નમની યાતનામાંથી અમને બચાવી લે, તેની યાતના તો ચોંટીને રહેનારી છે, તે તો ઘણું જ ખરાબ ઠેકાણું અને જગ્યા છે.''

(33) રબ્બના હબ્લના મિન્ અઝવાજિના વ–ઝુરરિય્યાતિના કુર્રત અઅ્યુનિંવ્–વજ્અલ્ના લિલ્ મુત્તકીન ઈમામા. (સૂર: ફુરકાન, ૭૪)

رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا

قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا ۝

અય અમારા રબ ! અમને પોતાની પત્નીઓ અને પોતાની સંતાનથી આંખોની ઠંડક આપ અને અમને સંયમીઓના (પરહેઝગારોના) આગેવાન બનાવ.''

(૩૪) રબ્બના લ–ગફૂરુન્ શકૂર.

(સૂરઃ ફાતિર, ૩૪)

رَبَّنَا لَغَفُوْرٌ شَكُوْرٌ ۙ۝

નિઃશંક અમારો રબ ક્ષમાશીલ અને કદરદાન છે.''

(૩૫) રબ્બના વસિઅત્ કુલ્લ શયઈર્–રહમતંવ્–વ–ઈલ્મન્ ફગ્ફિર્ લિલ્લઝીન તાબૂ વત્તબઊ સબીલક વ–કિહિમ્ અઝાબલ્ જહીમ.

(સૂરઃ મુઅ્મીન, ૭)

رَبَّنَا وَسِعْتَ كُلَّ شَیْءٍ رَّحْمَةً وَّعِلْمًا فَاغْفِرْ لِلَّذِیْنَ تَابُوْا وَاتَّبَعُوْا سَبِیْلَکَ وَقِهِمْ عَذَابَ الْجَحِیْمِ ۝

અય અમારા રબ ! તું પોતાની દયા અને પોતાના જ્ઞાન સાથે પ્રત્યેક વસ્તુ ઉપર છવાયેલો છે, તો ક્ષમા કરી દે અને જહન્નમની યાતનાથી બચાવી લે, તે લોકોને જેમણે તૌબા (પશ્ચાતાપ) કરી છે અને તારો માર્ગ અપનાવી લીધો છે.''

(૩૬) રબ્બના વ–અદ્ખિલ્હુમ્ જન્નાતિ અદ્નિ નિલ્લતી વ–અત્તહુમ્ વ–મન્ સલહ મિન્ આબા–ઈહિમ્ વ–અઝવાજિહિમ્ વ–ઝુર્રિયા–તિહિમ્. ઈન્નક અન્તલ્ અઝીઝુલ્ હકીમ. વકિહિમુસ્–સય્યિઆત. વમન્ તકિસ્–સય્યિઆતિ યવ્મઈઝિન્ ફ–કદ્ રહિમ્તહૂ, વ–ઝાલિક હુવલ્ ફવઝુલ્ અઝીમ. (સૂરઃ મુઅ્મીન, ૮–૯)

رَبَّنَا وَاَدۡخِلۡهُمۡ جَنّٰتِ عَدۡنِ ۣ الَّتِیۡ وَعَدۡتَّهُمۡ وَمَنۡ صَلَحَ مِنۡ اٰبَآئِهِمۡ وَاَزۡوَاجِهِمۡ وَذُرِّیّٰتِهِمۡ ؕ اِنَّکَ اَنۡتَ الۡعَزِیۡزُ الۡحَکِیۡمُ ۙ

وَقِهِمُ السَّیِّاٰتِ ؕ وَمَنۡ تَقِ السَّیِّاٰتِ یَوۡمَئِذٍ فَقَدۡ رَحِمۡتَهٗ ؕ وَذٰلِکَ هُوَالۡفَوۡزُالۡعَظِیۡمُ

અય અમારા રબ ! અને દાખલ કર તમને સદૈવ રહેનારી તે જન્નતોમાં જેનો તેં તેમના સાથે વાયદો કર્યો છે, અને તેમના માતા-પિતા અને પત્નીઓ અને સંતાનમાંથી જેઓ સદાચારી હોય (તેમને પણ ત્યાં તેમના સાથે જ પહોંચાડી દે). તું નિંઃસંદેહ સર્વ શક્તિમાન અને તત્વદર્શી છે. અને બચાવી લે તેમને બૂરાઈઓથી. જેને તેં કયામતના દિવસે બૂરાઈઓથી બચાવી લીધો તેના ઉપર તેં મોટી દયા કરી, આજ મહાન સફળતા છે.

(૩૭) રબ્બનગ્–ફિર્લના વ–લિ ઈખ્વાનિ નલ્લઝીન સબકૂના બિલ્ ઈમાનિ વ–લા તજ્અલ ફી કુલૂબિના ગિલ્લલ્–લિલ્લઝીન આમનૂ રબ્બના–ઈન્નક રઊફુર્–રહીમ.(સૂરઃ હશ્ર, ૧૦)

رَبَّنَا اغْفِرْلَنَا وَلِاِخْوَانِنَا الَّذِيْنَ
سَبَقُوْنَا بِالْاِيْمَانِ وَلَا تَجْعَلْ
فِيْ قُلُوْبِنَا غِلًّا لِّلَّذِيْنَ اٰمَنُوْا
رَبَّنَآ اِنَّكَ رَءُوْفٌ رَّحِيْمٌ ۝

અય અમારા રબ ! અમને અને અમારા તે સૌ ભાઈઓને ક્ષમા કરી દે જેઓ અમારા પહેલાં ઈમાન લાવ્યા છે અને અમારા હૃદયોમાં ઈમાનવાળાઓ માટે કોઈ દ્વેષ ન રાખ, અય અમારા રબ ! તું અત્યંત માયાળુ અને દયાળુ છે.''

(૩૮) રબ્બના અલય્ક તવક્કલના વ–ઈલય્ક અનબ્‌ના વ–ઈલય્કલ્ મસીર. (સૂરઃ મુમ્તહિના, ૪)

رَبَّنَا عَلَيْکَ تَوَکَّلْنَا
وَاِلَيْکَ اَنَبْنَاوَاِلَيْکَ الْمَصِيْرُ ۝

અય અમારા રબ ! તારા જ ઉપર અમે ભરોસો કર્યો અને તારા જ તરફ અમે પાછા વળી ગયા અને તારી જ પાસે અમારે પાછા ફરવાનું છે.’’

(૩૯) રબ્બના લા–તજ્અલ્ના ફિત્નતલ્–લિલ્લઝીન કફરૂ વગ્–ફિર્લના રબ્બના ઈન્નક અન્તલ્ અઝીઝુલ હકીમ. (સૂર: મુમ્તહિના, ૫)

رَبَّنَا لَا تَجْعَلْنَا فِتْنَةً لِّلَّذِيْنَ

كَفَرُوْا وَاغْفِرْلَنَا رَبَّنَا ج

اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝

અય અમારા રબ ! અમને ઈન્કાર કરનારાઓ માટે અજમાયશ ન બનાવ. અને અ. અમારા રબ ! અમારી ભૂલોથી ક્ષમા કરી દે, નિ:શંક તું જ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

(૪૦) રબ્બના – અત્મિમ–લના નૂરના વગ્–ફિરલના. ઈન્નક અલા કુલ્લિ શયઈન્ કદીર.

(સૂરઃ તહ્રીમ, ૮)

رَبَّنَا اَتْمِمْ لَنَا نُوْرَنَا وَاغْفِرْلَنَا ج

اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ۝

અય અમારા રબ ! અમારૂં નૂર અમારા માટે પરિપૂર્ણ કરી દે, અમને ક્ષમા કરી દે, તને દરેક વસ્તુ ઉપર સામર્થ્ય (તાકત) પ્રાપ્ત છે.

(૪૧) રબ્બિગ્‌ફિર્‌લી વલિ વાલિદય્ય વ–લિમન્‌ દખલ બય્‌તિય મુઅ્‌મિનંવ્‌–વલિલ્‌ મુઅ્‌મિનીન વલ્‌ મુઅ્‌મિનાત. વ–લા તઝિદિઝ્‌–ઝાલિમીન ઈલ્લા તબારા. (સૂરઃ નૂહ, ૨૮)

رَبِّ اغۡفِرۡلِیۡ وَلِوَالِدَیَّ وَلِمَنۡ دَخَلَ

بَیۡتِیَ مُؤۡمِنًا وَّ لِلۡمُؤۡمِنِیۡنَ وَالۡمُؤۡمِنٰتِ ؕ

وَلَا تَزِدِ الظّٰلِمِیۡنَ اِلَّا تَبَارًا ۝

અય અમારા રબ ! મને અને મારા માતા-પિતાને, અને તે દરેક વ્યક્તિને જે મારા ઘરમાં ઈમાનવાળાની હેસિયતથી દાખલ થઈ છે, અને સૌ ઈમાનવાળા પુરુષો અને સ્ત્રીઓને માફ કરી દે, અને અત્યાચારીઓ માટે વિનાશ સિવાય કોઈ વસ્તુમાં વધારો ન કર.

(૪૨) રબ્બિ લા તઝર્ અલલ્–અર્ઝિ મિનલ્ કાફિરીન દય્યારા. ઈન્નક ઈન્ તઝર્હુમ્ યુઝિલ્લુ ઈબાદક વ–લા યલિદૂ ઈલ્લા ફાજિરન્ કફ્ફારા.

(સૂર: નૂહ, ૨૬, ૨૭)

رَّبِّ لَا تَذَرْ عَلَى الْاَرْضِ

مِنَ الْكٰفِرِيْنَ دَيَّارًا ۞

اِنَّكَ اِنْ تَذَرْهُمْ يُضِلُّوْا عِبَادَكَ

وَلَا يَلِدُوْٓا اِلَّا فَاجِرًا كَفَّارًا ۞

અય અમારા રબ ! તું જમીન ઉપર આ કાફિરોમાંથી કોઈ વસવાટ કરનાર ને ન છોડ. અગર તેં એમને છોડી મુક્યા તો એઓ તારા બંદાઓને ગુમરાહ કરશે અને એમનાથી જે અવલાદ પણ પેદા થશે તે બદકાર તથા કાફિર જ હશે.

**(૪૩) રબ્બિ નજ્જિની વ-અહ્‌લી મિમ્મા યઅ્‌મલૂન.**

**(સૂરઃ શુઅ્‌રા, ૧૬૯)**

رَبِّ نَجِّنِىْ وَاَهْلِىْ مِمَّا يَعْمَلُوْنَ ۝١٦٩

અય અમારા રબ ! મને અને મારા કુંટબીજનોને આ લોકોના કુકર્મોથી છુટકારો આપ.

(૪૪) રબ્બિ અવ્ઝિઅ્ની અન્ અશ્કુર નિઅ્મતકલ્લતી અન્અમ્ત અલય્ય વ–અલા વાલિદય્ય વ–અન્ અઅ્મલ સાલિહન્ તર્ઝાહુ વ–અદ્ખિલ્ની બિ–રહ્મતિક ફી ઈબાદિકસ્–સાલિહીન. (સૂરઃ નમ્લ, ૧૯)

رَبِّ اَوْزِعْنِیْٓ اَنْ اَشْکُرَ نِعْمَتَکَ الَّتِیْٓ اَنْعَمْتَ عَلَیَّ

وَعَلٰی وَالِدَیَّ وَاَنْ اَعْمَلَ صَالِحًا تَرْضٰئهُ

وَاَدْخِلْنِیْ بِرَحْمَتِکَ فِیْ عِبَادِکَ الصّٰلِحِیْنَ ۞

અય અમારા રબ ! મને કાબૂમાં રાખ કે હું તારા આ ઉપકાર બદલ આભાર વ્યક્ત કરતો રહું જે તેં મારા ઉપર અને મારા માતા-પિતા ઉપર કર્યો છે અને એવા સદ્કાર્યો કરૂં જે તને પસંદ પડે અને પોતાની કૃપા વડે મને પોતાના સદાચારી બંદાઓમાં સામેલ કર.’’

(૪૫) રબ્બિ હબ્–લી મિલ્લ–દુન્ક ઝુરરિય્યતન્ તય્યિબહ, ઈન્નક સમીઉદ્–દુઆ–અ્.

(સૂર: આલે ઈમરાન, ૩૮)

رَبِّ هَبۡ لِیۡ مِنۡ لَّدُنۡکَ ذُرِّیَّةً طَیِّبَةً ج

اِنَّکَ سَمِیۡعُ الدُّعَآءِ ۳۸

અય અમારા રબ ! પોતાના સામર્થ્યથી મને નેક (સુશીલ) સંતાન આપ. તું જ દુઆ સાંભળનાર છે.''

(૪૬) રબ્બિ લા–તઝર્‌ની ફર્‌દંવ્‌–વ–અન્ત ખય્‌રુલ્‌ વારિસીન. (સૂરઃ અંબિયા, ૮૯)

رَبِّ لَا تَذَرْنِیْ فَرْدًا

وَّاَنْتَ خَیْرُ الْوٰرِثِیْنَ ۝

અય અમારા રબ ! મને એકલો ન છોડી દે, અને ઉત્તમ વારસદાર તો તું જ છે.''

(૪૭) રબ્બિશ્‌–રહ્‌લી સદ્‌રી, વ–યસ્સિર્‌લી અમ્‌રી, વહ્‌લુલ્‌ ઉક્‌દતમ્‌–મિલ્‌ લિસાની, યફ્‌કહૂ કવ્‌લી.
(સૂરઃ તાહા, ૨૫–૨૮)

رَبِّ اشۡرَحۡ لِیۡ صَدۡرِیۡ ﴿۲۵﴾
وَیَسِّرۡلِیۡۤ اَمۡرِیۡ ﴿۲۶﴾
وَاحۡلُلۡ عُقۡدَۃً مِّنۡ لِّسَانِیۡ ﴿۲۷﴾
یَفۡقَهُوۡا قَوۡلِیۡ ﴿۲۸﴾

અય અમારા રબ ! મારી છાતી ખોલી દે. અને મારા કામને મારા માટે સરળ બનાવી દે,અને મારી જીભની ગાંઠ ઉકેલી દે, જેથી લોકો મારી વાત સમજી શકે.''

(૪૮) રબ્બિ ઈન્ની લિમા–અન્ઝલ્ત ઈલય્ય મિન્ ખય્રિન્ ફકીર. (સૂરઃ કસસ, ૨૪)

رَبِّ اِنِّیُ لِمَآ اَنُزَلُتَ اِلَیَّ

مِنُ خَیُرٍ فَقِیُرٌ

અય અમારા રબ ! જે ભલાઈ પણ તું મારા ઉપર ઉતારે તેનો હું યાચક છું.''

(૪૯) રબ્બિર્–હમ્ હુમા ક–મા રબ્બયાની સગીરા. (સૂર: બની ઈસરાઈલ, ૨૪)

رَّبِّ ارۡحَمۡهُمَا
كَمَا رَبَّيٰنِىۡ صَغِيۡرًا ؕ

અય અમારા રબ ! તેમના ઉપર દયા કર જે રીતે તેમણે મમતા અને સ્નેહ પૂર્વક મને બાળપણમાં ઉછેર્યો હતો.''

(૫૦) રબ્બિગ્–ફિર્ વર્–હમ્ વ–અન્ત ખય્રુર્–રાહિમીન. (સૂર: મુઅ્મિનૂન, ૧૧૮)

رَّبِّ اغۡفِرۡ وَ ارۡحَمۡ
وَ اَنۡتَ خَيۡرُ الرّٰحِمِيۡنَ ۟

અય અમારા રબ ! દરગુજર કર અને દયા કર, તું સૌ દયાળુઓ કરતાં શ્રેષ્ઠ દયાળુ છે.''



આ કિતાબ પઢવાવાળાને ગુજારીશ છે કે તેમાં કુરઆન હદિષની રોશનીમાં કોઈ ભૂલ જણાય તો જરૂર અમોને જણાવશો જેથી અમો નવી એડીશનમાં તેને સુધારી શકીએ.

આ કિતાબ તૈયાર કરવા માટે મદદરૂપ થનાર દરેકની કોશીશોને અલ્લાહતઆલા કબુલ કરે. તેઓ માટે આખેરતમાં નજાતનો ઝરીયો બનાવે અને તેઓની દરેક જાઈઝ તમન્નાઓ અલ્લાહતઆલા પૂર્ણ કરે. આમીન.



